# નવાં લોકગીત

## વંદે માતા ભારતી!

વંદે માતા ભારતી, વંદે માતા ભારતી!
સ્વર્ગથી શ્રેષ્ઠ એમ માતૃભૂમિ—જનની:
વંદે માતા ભારતી!

ઉદયાચલ સૂર્ય પ્રચંડ ભાનુમતી!
ગિરિ હિમાચલ અચલ દુર્ગધારી!
વંદે માતા ભારતી!

જગદ્જ્યોત્સ્ના સમી ધર્મની દાયિની!
શક્તિ તું! માત! ઓ! મોક્ષદાયી!
વંદે! માતા ભારતી!

રૂતુવતી, રસવતી, જલવતી, સરસ્વતી!
રૂષિ—મુનિ—વીરના વેદવાહી!
વંદે માતા ભારતી!

જ્ઞાન ને ભક્તિનાં નેણ બે ઝગઝગે;
મુખે મોક્ષના અમર મંત્રો રમે:
વંદે માતા ભારતી!

હૃદયમાં સત્ય ને હાથમાં શૌર્યશ્રી;
ધર્મક્ષેત્રે પાય પાવનકારી:
વંદે માતા ભારતી!

શ્રીમદ્ભગવદ્ગીતા ધર્મયુદ્ધઘોષણા:
જીવ ને દેશ ને જગતની ચેતના:
વંદે માતા ભારતી!

મંગલ ગાન તવ સકલ ભારત કરે:
અમ પ્રાણ—ધન—તન સર્વે, દેવિ! ચરણે:
વંદે માતા ભારતી.



## માત બોલાવે, હા!

તુંને તારી માત બોલાવે, હા!
ભારત માત બોલાવે, હા!
દુ:ખભરી આ ભારત માતા,
દુખડાં પીવા આવી જા.
કાળનાં પૂર ન ખાળી શકાયે,
નાવ સંભાળી બેઠો'થા.
માત બોલાવે, હા, ભારત માત બોલાવે, હા!

પરદેશે ને દેશે દેશે
લોક જાગે ને ઝૂઝે, હા!
ઝૂઝવા, જીતવા માત બોલાવે,
માત બોલાવે જાગીજા.
માત બોલાવે, હા! ભારત માત બોલાવે, હા!



## અભય

અભય, અભય, તું! અભય બનીજા;
અભય, અભય, તું! નિર્ભય થા.
દેશનગારે સાચનો ડંકો
ધર્મયુદ્ધમાં વાગે હા!
સન્મુખ, શૂરા! આવીજા:
અભય, અભય, તું નિર્ભય થા.

કાળ તણે દરિયાવે ભરતી,
હૈયે ભરતી ભરી ભરી જા.
સન્મુખ, શૂરા ! આવીજા:
અભય, અભય, તું ! નિર્ભય થા.

જગત્ તણાં જાગે છે નયણાં
આંખ ઉઘાડી જાગીજા.
સન્મુખ, શૂરા ! આવીજા:
અભય, અભય, તું ! નિર્ભય થા.



## ભારતસૈનિકનું ગીત

સૂતાતા બાણુશય્યામાં પિતામહ ધર્મને કાજે;
સહીશું ને વહીશું સહુ અમે અમ દેશને કાજે.
જીરવશું જહેરના પ્યાલા ગણી સાકર સમા મીઠા;
ખમીશું, ઝૂઝશું, જીતશું, પડીને મ્રત્યુના મુખમાં.
અમોને દેશની સેવા એ એક જ એક સુખ છે, હા,
ખરેખર દેશની સેવા છે દુર્લભ દેવને પણ, હા !
ઉઠો ! જાગો ! બોલાવે મા, નગારાં યુદ્ધનાં વાજે,
ગાજે તોપ દુશ્મનની, કસોટી, વીર ! છે આજે.
ભભૂકતા તોપના ગોળાની પ્હેરીશું અમે માળા;
અમે શસ્ત્રોના સાગરને અને અગ્નિ તણી જ્વાળા
ઝીલીશું ને જીરવશું, હા ! અમારા દેહને કવચે.
અર્પ્યા અમ હાથ ને હૈયાં અમારા દેશની ફરજે.
અમર અમ દેહ ને આત્મા, અમર અમ ધર્મને કીર્તિ;
અમર અમ માત ભારત ને અમર અમ દેશની પ્રીતિ.



## ચેતન સાહેબ—નામ

ચેતન સાહેબ—નામ,
ચેતન ચેતો.
ચેતન પ્રભુનું નામ,
ચેતન ચેતો. (ધ્રુવ)
ચેતનનામ સત્‌જુગની ચાવી,
સહુ જુગમાં તે એક જ ફાવી—ચેતન—૦

જગત્‌-જાળ, બંધનના જાળાં,
મોહ—પરાધિનતાનાં તાળાં:
એ સહુની ચેતન છે ચાવી,
સહુ જુગમાં એ એક જ ફાવી:
એ જ એ જ સત્‌જુગની ચાવી—ચેતન—૦

ચેતન જગનો ભૂપ,
ચેતન ચેતો;
ચેતન પ્રભુનું રૂપ,
ચેતન ચેતો—ચેતન.



## ચેતનના આદેશ

ચેતનના આદેશ, દે, દે
ચેતનના આદેશ;
ચેતનના આદેશ, દે, દે
ચેતનના આદેશ. (ધ્રુવ)

એ આદેશે આંખો ખૂલે,
એ આદેશે પાંખો ફૂટે;

એ આદેશે પગ નવ ધ્રૂજે;
એ આદેશે સાચાં સૂજે:
એ એ એ આદેશ, દે, દે
ચેતનના આદેશ.

એ આદેશે આત્મા રાચે;
એ આદેશે યાત્રા માંડે.
એ આદેશે જીવન જાગે;
એ આદેશે વેદિ વાધે;
એ એ એ આદેશ, દે, દે
ચેતનના આદેશ—૦.



## હિંદી મુક્તિફોજનું બ્યુગલ

મુક્તિની ફોજ અમે મુક્તિની ફોજ,
મોક્ષ, મોક્ષ, મોક્ષ, એ અમારા મંત્ર રોજ:
અમે મુક્તિની ફોજ. (ધ્રુવ)

ભૂખ્યાને ભાખરી ને તરસ્યાને પાણી;
અનાથને આશરો ને અભણને વાણી:.
અમે મુક્તિની ફોજ—૦

પાપીને પ્રાયશ્ચિત ને આંધળાને આંખ;
આળસુને કામકર્મ, પાંગળાને પાગ:
અમે મુક્તિની ફોજ—૦

સન્યાસીને સ્નેહ ને સંસારીને ધર્મ;
રાજા ને રંક ને પરમારથનાં કર્મ:
અમે મુક્તિની ફોજ—૦

સઘળે ભગવાન ને સઘળાને માન;
સૃષ્ટિનાં દુ:ખ કેરાં કરીએ અમે પાન:
અમે મુક્તિની ફોજ—૦

સઘળે ભગવાન ને સઘળા છે ભાઈ,
દુ:ખ, રોગ, પાપ સામે અમારી લડાઈ:
અમે મુક્તિની ફોજ—૦



## સોશિયાલિસ્ટનું ગીત

સઘળાના ભાઇ અમે સઘળાના ભાઈ;
રાજાના તાજ એ છે નામની નવાઈ.
રાજા એ તો લોક પર કરે છે કમાઈ:
સઘળાના ભાઈ અમે સઘળાના ભાઈ.

પૈસાની લુંટ ને લોભની ચડાઈ;
માનના કામ ને લક્ષ્મીની સવાઈ,
એ લુંટ, લોભ, કામ સામે અમારી લડાઈ;
સઘળાના ભાઈ અમે સઘળાના ભાઈ.

રાંકડાને રોટલે તમારી છે તગાઈ;
રાંકડા ભૂખે મરે ને ભોજન જમે ભાઈ.
રાંકડાની લક્ષ્મી લુંટી ભાઈની મોટર ધાઈ:
સઘળાના ભાઈ અમે સઘળાના ભાઈ.

રંકખાઉ રાક્ષસો! ધનરક્ષકો અહો!
જેનું જે તેને તે દેવું, શું ખોટું, કહો?
સઘળું સરખે ભાગે વ્હેંચો રાખો નહિ રાઈ:
સઘળાના ભાઈ અમે સઘળાના ભાઈ.

મૂકી ઘો મ્હેલાતો રંકલક્ષ્મીએ ચણાઈ;
દેશું ત્યાં રંક રોગીને ઉપચારને દવાઈ;
શ્રીમાન! તમ સગાઈ રંક લોકમાં સમાઈ:
સઘળાના ભાઈ અમે સઘળાના ભાઈ.

સઘળા પ્રભુના પુત્ર સઘળા છે ભાઈ;
સઘળા છે આત્મરૂપ સઘળા છે ભાઈ.
સર્વ સઘળામાં શોભે તેમાં શી નવાઈ:
સઘળાના ભાઈ અમે સઘળાના ભાઈ.



## ધર્મ

કર્તાનું કર્મ એ, માનવનો મર્મ એ—
એક, એક, એક, એક, ધર્મ—ધર્મ—ધર્મ.

ધરતીનો ધારનાર, પૃથ્વીનો પાલનાર;
જગને જગાવનાર, જીવોને તારનાર:
એક, એક, એક, એક, ધર્મ—ધર્મ—ધર્મ.

શાસ્ત્રોનો સાર એ, જગતની પાર એ;
મમતાનો માર એ, જીવનનો તાર એ:
એક, એક, એક, એક, ધર્મ—ધર્મ—ધર્મ.

પ્રાણીનો પ્રાણ એ, ક્રિયાનું કર્મ એ;
સત્યની સાન એ, કર્મનો જ મર્મ એ:
એક, એક, એક; એક, ધર્મ—ધર્મ—ધર્મ.

સાધુનું સત્ત્વ એ, તપસ્વીનું તત્વ એ;
શૂરાનું શસ્ત્ર એ, કર્મીનું કૃત્ય એઃ
એક, એક, એક, એક, ધર્મ—ધર્મ—ધર્મ.

રાજાનો રાજ એ જ, રાજાનો તાજ એ જ;
કીર્તિનું કાજ એ જ, સાગરની પાજ એ જઃ
એક, એક, એક, એક, ધર્મ—ધર્મ—ધર્મ.

કળયુગનો કાળ એ, સત્‌યુગનો સાર એ;
અક્ષય્ય ભંડાર એ, ભૂનો આધાર એઃ
એક, એક, એક, એક, ધર્મ—ધર્મ—ધર્મ.

પ્રભુનો પ્રકાશ એ, આત્માની આશ એ;
વિમળ વિલાસ એ, વિશ્વમય વિકાસ એઃ
એક, એક, એક, એક, ધર્મ—ધર્મ—ધર્મ.

પ્રગતિનો પંથ એ, વિશ્વની વસંત એ;
શાન્તિના તંત્રનો સનાતન મંત્ર એઃ
એક, એક, એક, એક—ધર્મ—ધર્મ—ધર્મ.



## સીતારામનો પ્રસાદ

સીતારામનો પ્રસાદ, સીતારામનો પ્રસાદ,
શિયળ કાન્તિનો પ્રસાદ, પરમ શાન્તિનો પ્રસાદઃ
સીતારામનો પ્રસાદ, સીતારામનો પ્રસાદ.

સ્નેહલગ્નનો પ્રસાદ, સ્નેહયજ્ઞનો પ્રસાદ;
શુદ્ધ શક્તિનો પ્રસાદ, ભવ્ય ભક્તિનો પ્રસાદઃ
  સીતારામનો પ્રસાદ, સીતારામનો પ્રસાદ.

ભવ્ય ભોગનો પ્રસાદ, અજબ જોગનો પ્રસાદ;
સૃષ્ટિસેવાનો પ્રસાદ, મોક્ષમેવાનો પ્રસાદઃ
  સીતારામનો પ્રસાદ, સીતારામનો પ્રસાદ.

પાપ કાપતો પ્રસાદ, અગ્નિતાપનો પ્રસાદ;
રોગનાશનો પ્રસાદ, પરમ આશનો પ્રસાદઃ
  સીતારામનો પ્રસાદ, સીતારામનો પ્રસાદ.

પુણ્યસાજનો પ્રસાદ, પુણ્યકાજનો પ્રસાદ;
પુણ્યરાજનો પ્રસાદ, પુણ્યપાજનો પ્રસાદઃ
  સીતારામનો પ્રસાદ, સીતારામનો પ્રસાદ.

રામરાજ્યનો પ્રસાદ, નીતિરાજ્યનો પ્રસાદ;
વિમળ વાતનો પ્રસાદ, સીતામાતનો પ્રસાદઃ
  સીતારામનો પ્રસાદ, સીતારામનો પ્રસાદ.

રામનામનો પ્રસાદ, મોક્ષધામનો પ્રસાદ;
સીતારામનો પ્રસાદ, જગ—આરામનો પ્રસાદ;
  સીતારામનો પ્રસાદ, સીતારામનો પ્રસાદ.



## સાવધાન

આધિન આત્મા રે, સ્વાધિન સ્વાત્મા રેઃ
સ્વાધિનતાના સ્વરાજ્ય અમો પામીશું, પામીશું. (ધ્રુવ)

સ્વાધિનતાની સ્વતંત્રતા વિણુ સ્વાત્માના સામ્રાજ્ય કહાં?
લોકરાજ્યના સ્વરાજ્યના વિણુ પ્રજાપ્રગતિ ને મુક્તિ કહાં ?
આધિન આત્મારે—૦

ખંડે—ખંડે, દેશે—દેશે, પ્રજાપ્રગતિનાં પૂર વહે;
એ પ્રગતિ એ સ્વતંત્રતાને આજ અમારો દેશ ચહેઃ
આધિન આત્મારે—૦

સ્વાધિનતા—સ્વધર્મ—કર્મમાં સાવધાન એ મંત્ર મહા;
સાવધાન ઓ સ્વદેશ મારા, સાવધાન ઓ લોક બધાઃ
આધિન આત્મારે—૦



## મારા દેશને કાજ

મારા દેશને કાજ, મારા પ્રેમને કાજ, મારા ધર્મને કાજ,
આજ ગેરૂ ધરૂં, આજ ગેરૂ ધરૂં.
સોનાથી શ્રેષ્ઠ આ સોનેરી ગેરૂ રંગ
દેશ—પ્રેમ—ધર્મ કાજ અંગે ધરૂંઃ મારા દેશને—૦

ઉષાનો રંગ એ, સૂરજનો રંગ એ;
અગ્નિનો રંગ એ, ગેરૂનો રંગ એ—
દેશ—પ્રેમ—ધર્મ કાજ અંગે ધરૂંઃ મારા દેશને—૦

આકાશે ઉડશું ને અગ્નિ પર ચાલશું;
ચેતનાની જ્યોતની જ્વાલા જગાડશું.
ખમશું, ખમાવશું, ખેલશું ને ખેડશું.
ધર્મની ધારાને ધરતી પર રેલશું.

એ યજ્ઞ કાજ સાજ આજ અંગે ધરૂં:
દેશ—પ્રેમ—ધર્મ કાજ અંગે ધરૂં: મારા દેશને૦



## કુચ, કદમ ઉઠાવ

કુચ, કદમ ઉઠાવ, બન્ધુ, કુચ, કદમ ઉઠાવ.
એક વેગ—એક વેગ—વીજળી વેગ—એક વેગ—
કુચ, કદમ ઉઠાવ, બન્ધુ કુચ, કદમ ઉઠાવ: (ધ્રુવ)

સબળ શત્રુ—પ્રબળ શત્રુ:
કુચ, કદમ ઉઠાવ, બન્ધુ, કુચ, કદમ ઉઠાવ.

એક દૃષ્ટિ, એક તાન, એક ભાન, એક માન;
એક લક્ષ્ય—એક ચોટ, એક ચાપ, એક બાણ:
કુચ, કદમ ઉઠાવ, બન્ધુ, કુચ, કદમ ઉઠાવ:
સબળ શત્રુ—પ્રબળ શત્રુ:
કુચ કદમ ઉઠાવ, બન્ધુ, કુચ, કદમ ઉઠાવ.

સબળ લોક ગગન ઉડે, ઝૂઝે ચડીને વિમાન;
જાગશે તે જીતશે, જે ઘોરશે તે ખોશે જાન:
કુચ, કદમ ઉઠાવ, બન્ધુ, કુચ, કદમ ઉઠાવ:
સબળ શત્રુ—પ્રબળ શત્રુ:
કુચ, કદમ ઉઠાવ, બન્ધુ, કુચ, કદમ ઉઠાવ.

એક જંપ, એક સંપ, એક સાન, એક જ્ઞાન;
ખંડે ખંડ, દેશ દેશ, હિંદનું વધે સ્વમાન.
કુચ, કદમ ઉઠાવ, બન્ધુ, કુચ, કદમ ઉઠાવ:
સબળ શત્રુ—પ્રબળ શત્રુ:
કુચ, કદમ ઉઠાવ, બન્ધુ, કુચ, કદમ ઉઠાવ.



તૈયાર છે

## સ્ત્રીઓને સન્દેશ

અનુપમ સ્ત્રીસાહિત્ય

ગુર્જર સાક્ષરોના પ્રેરક નિબંધોનો સંગ્રહ

મનનીય લેખમાળા સ્ત્રીઓ ને પુરૂષો માટે

મૂલ્ય ૧-૮-૦

Open Letters to Mr. Montagu Part I

By

Mulji Dullabhji Ved

Price Two Annas Per copy

છપાય છે

સનાતન ધર્મ ને ગીતાજીઃ લોકમાન્ય તિલકના

બે પ્રેરક વ્યાખ્યાનો

Open Letters to Mr. Montagu, Part II

પ્રકાશકઃ સૌ. દેવકીબાઈ મૂલજી વેદ, ૩, વાલકેશ્વર રોડ, મુંબઈ

Printed by Ramchandra Yesu Shedge, at the Nirṇaya-ságar Press, 23, Kolabhát Lane, Bombay.